

શ્રી જીનેંદ્રાયનમઃ

# શ્રી મુંબઇ જૈન સંગીત પ્રકાશક

## ગાયન મંડળીના

# સ્તવનો.



ભાગ ૩ જો.

દોહરો.

પારસ પ્રભુ કૃપા થકી, પુરણ થઇ મન કામ;
મનરંજન મંડળી તણું, જૈન પ્રકાશક નામ.

આવૃતી પહેલી—પ્રત ૧૦૦૦,

રચનાર તથા છપાવી પ્રસિદ્ધ કરનાર
સી. વી. સુરજરામ સીવરામ—વાજીંત્ર શિક્ષક.
ઠે. પાયધોણી પોલીસ ચોકી સામે—મુંબઇ.

સંવત ૧૯૬૯ અને ૧૯૧૩
કીમત બે આના.



ધર્મવિજય પ્રિન્ટીંગ પ્રેસ પાયધુની નં૦ ૫૭૨ મુંબઇમાં
હરજીવન ભગવાને છાપ્યું.



શ્રી જીનેંદ્રાયનમઃ

# ધી મુંબઈ જૈન સંગીત પ્રકાશક ગાયન મંડળીના

# સ્તવનો.

ભાગ ૩ જો.

દોહરો.

પારસ પ્રભુ કૃપા થકી, પુરણ થઇ મન કાંમ;
મનરંજન મંડળી તણું, જૈન પ્રકાશક નામ.

આવૃતી પહેલી-પ્રત ૧૦૦૦,

રચનાર તથા છપાવી પ્રસિદ્ધ કરનાર
સી. વી. સુરજરામ સીવરામ-વાજીંત્ર શિક્ષક.
ઠે. પાયધોણી પોલીસ ચોકી સામે—મુંબઇ.

સંવત ૧૯૬૯ સને ૧૯૧૩
કીમત બે આના.

ધર્મ વિજય પ્રિન્ટીગ પ્રેસ પાયધુની નં૦ ૫૭૨ મુબઇમાં
હરજીવન ભગવાને છાપ્યું.

# સાંકળીયું.



૨૩ શ્રી જીનરાજ આ સમાજ આજ નાચી રહ્યો.
૨૪ નરભવ લાવો લીજે અયસા ફાગરમીજે.
૨૫ ખેલીયે હોરીરે ખેલીયે હોરી ચાલો ખેલીયે હોરી.
૨૬ શીતળજીન વીનતી સ્વીકારો મોરીરે.
૨૭ મન હજુ મળવાની આશરે જીવ ચાલ્ઞ ઝડપકર.
૨૮ સુણો ચેતન આતમરાયારે.
૨૯ સુમતીજીનરે અરજી કરૂં તે સ્વીકારો.
૩૦ જગપતીજીન મારા અરજ કરૂં તે સ્વીકારો.
૩૧ રગે રાજુલ સંગે આવે જાદવનાથ ભારીરે.
૩૨ સમોવસરણુ મહાવીર બીરાજે.
૩૩ તનનન ગાવે અધીક આ બાળ.
૩૪ જીનજીની વાણીરે સાંભળી લાવો લીયોને.
૩૫ કયા સોયા ઇસ મઠમે અબધુ.
૩૬ છાનો મોરા છબ છાનો મારા વીર.
૩૭ અબ મોહે તાર તાર વીમળપ્રભુ.
૩૮ રે રે મપ સાનીસા ધની નીધ પધ મમ.
૩૯ વાલમજી રસીયાજી કા વીસારી નેમ પ્રાણુરે.
૪૦ પ્રભુ પ્રાણધાર સુખદાતાર દુઃખ નીવાર
૪૧ રાજરી બધાઇ બાજે રાજરી.
૪૨ જે જે આરતી આદી જીનદા.
૪૩ દીવોરે દીવો મગળીક દીવો.

---

શ્રી જીનેંદ્રાયનમઃ

# ધી મુંબઇ જૈન સંગીત પ્રકાશક

# ગાયન મંડળીના

# સ્તવનો.

—:o:—

ગત ૧ લી

( રાગણી-વાગેસરીની સરગમ-નાચ સાથે. )

ધની સાગરે સા-રે ની સાની ધનીસા-

ધની સાગમ-ધનીધ-મમ ધનીસા-રે ની સા

મગરેસા-રેની સાનીધ મધનીધ-મગમ-

ધનીસા-રેની સાનીધ-મધનીધ મગમગ-

રે સારેની-સાનીધનીસા-ધનીસાગરેસા.

## સ્તવન ૨ જું.

### (રાગ શ્રી નાંમીશંકર ગીરજાપતી)

### હમેશા પ્રભુ નામ જપતે રહો.

સજ્જન સગત સંતકી જબ તું કરે, તબ તું હરે દુઃખ ટરે ભય ટરે;
બીસરજા મત જીનરાજકો. પ્રભુ નામ—૧

તનકી મનકી ધનકી મોહની હય બની,
ભર જવાની મીચે ગલે કફની, જીન્દગાની ચાર દીનકી ચાદની;
કલ અજલકી હય બની, શીરપે ચાદર હયતની,
જલદી કરલે નેક કરણી, બીનતી સુરજ કરતાં. પ્રભુ નાંમ—૨

## સ્તવન ૩ જું.

### (રાગ–લીલાવતીએ લખી મોકલ્યોરે કાગદ પ્રીતમ પાસ)

સારદ માતને વીનવુ રે, ગુરૂને લાગું પાય,
મહાવીર જન્મને ગાઇસું રે, આપો અક્ષય જ્ઞાન,
મહાવીરને વીનવું, ટાલ્યા દુખના સમુદાય. મહાવીર.
ઉતરા ફાલ્ગુની નક્ષત્રમાંરે, આવ્યા સુરલોકે આય,
દેવાનંદાની નક્ષત્રમાંરે, બ્યાસી રાત્ર મોઝાર. મહાવીર.
શક્ર ઇંદ્ર આદેશથી રે, હરીણ ગમેસીઆય,
ત્રીસલા રાણીની કુક્ષમારે, ગર્ભ ઉલટપાલટ થાય. મહાવીર.
ચોદ સુપન ત્રીશલા જુવેરે, મન આનદ અપાર,
ગજ વૃસભાદીક જાણીયેરે, સુપન પાઠક કહે સાર. મહાવીર.

ડોલહા ઉપજે માતનેરે, સીધારથ પુરે તામ;
ચૈતર સુદ તેરસ દીનેરે, જન્મ અર્ધનીસીગે જામ. મહાવીર.
કરજોડીને ગુણ ગણુરે, જૈન પ્રકાશક ગાય;
પારસ તણા પ્રસાદીયેરે, સુરજ સેવે નીત્ય પાય. મહાવીર.

## સ્તવન ૪ થું.

(રાગ–કહેશેને મન ભાવેરે એ બાળોવર કહેશેને મન ભાવે)

નમેરા નેમજી નહિ થાવોરે, વેલા વેલા આવો મોતીડે વધાવું,
તોરણથી રથ ફેરવીને વાલમારે, મુજને મુકી નહિ જાવોરે. વેલા.
અષ્ટભવ કેરી પ્રીત વીસારી પ્રભુજી, અંતરસું આગ લગાવોરે. વેલા.
પાછા વળો પ્રભુ હવે નહિ ઢીલ કરો, લોકલજાથી કઇ લાજોરે. વેલા.
આમ સતાવો ન આંમ રીબાવો, સુરજ કહે મમ ઘેરે આવોરે વેલા

## સ્તવન ૫ મું.

(રાગ–વીસય વાત મમ માત તજીને કૃશ્ન ભજન તું કરવા દે)

નાથ નીરંજન પાર્શ્વજી પ્યારાના, દરીશન મુજને કરવા દે,
મન હરી લીધુ નાથ નગીના, ધ્યાન પ્રભુનું ધરવા દે. એ. નાથ.
પુરવ પુન્યે આપ મળ્યા છો, ભડાર ભક્તિના ભરવા દે;
જ્ઞાન દીપકનું નાવ મળ્યું છે, તો ભવસાગર તરવા દે
કામ ક્રોધ મદ મોહ તજીને, શીવપુર સીડી ચઢવા દે એ નાથ.
આજ્ઞા કદી નવ તોડું તમારી, આગી અનુપમ દીશે રૂપાળી,
કાને કુન્ડળ મુગટ બીરાજે, છે શીર છત્ર શોભા સારી,
ચમકીત મુખ મુદ્રા પ્રભુજીની સુરજે નીરખી હરખાને એ નાથ.

## સ્તવન ૬ ઠું.

(રાગ–કાનુડા તારી કામણુ કરનારી વ્રજમાં વાંસલડી વાગી.)

શાંન્તી જીન તુમ દરીશન સુખકારી, દેખન આવે નરનારી,
મીઠી વળી મોહક મન વસ કરનારી, વાણી લાગે મુને વ્હાલી,
ચમકીત આંગી બની મુખ જોતાં, જાએ દુ:ખભારી,
અલબેલી મનોહર મુરતી જયકારી. દેખન. ૧

આંખલડી અચીકારી દીશે સુન્દર, જાઉં બલીહારી;
હીરાનો હરદમ શીશ મુગટ ભારી. દેખન ૨

જગપતી જીનવર છો સુખકંદન, આપો ભક્તિ સારી;
ઉગારી ભવજલ સુરજને તારી. દેખન. ૩

## સ્તવન ૭ મું.

(રાગ–સીતાપતીનું નામ પ્યારૂં અમને લાગે સારૂં)

શાને કરે છે મારૂ મારૂ રે લોભીડા હસા શાને.
કુડ કપટ કરી ધન સંચરીયું, મનથી ન કાઇ વીચાર્યું. લોભીડા.
વીષયારસમાં અંધ બનીને, કર્મ કર્યું તે નઠારૂં. લોભીડા.
આયુષ તારૂં અલેખે જાયં છે, હજુ સમજે તો સારૂં. લોભીડા.
કુકર્મનો ભય મનમાં રાખી, તરવા તણુ શોધ બારૂં; લોભીડા.
સાચ સ્નેહીને આજે ઓળખી લીધો, ઘટમાં થયું અજવાળું લોભીડા.
સુરજ કહે પ્રભુના ચરણુ સેવીને, શીવપુર જવા નીશ્ચે ધાર્યું. લોભીડા.

## સ્તવન ૮ મું.

(રાગ—ગોવીંદ ગુણ ગાવોરે નરનાર)

શી રીતે સમજાવુ રે. મુરખ મન.
ક્ષણમાં રીઝાતુ ક્ષણમાં ખીઝાતું, અનેક રંગી આવું રે. મુરખ.
ક્ષણમા છત્રધારી ક્ષણમાં ભીખારી, પળપળમાં પલટાવું રે. મુરખ.
ક્ષણમા ભોગી ક્ષણમા જોગી, પોતાનું ગમે ગાવું રે. મુરખ.
જુઠી કાયા જુઠી માયા, જુઠામા શું જડાવું રે. મુરખ.
ચરણ સેવીને સુખીઓ થાને, પડે નહિ પસ્તાવું રે. મુરખ.
સુરજે ભગિત ભજી, તન મમતાને તજી, સ્વરૂપમાં સમાનું રે. મુરખ.

## સ્તવન ૯ મું.

(રાગ-વ્હાલા વ્રજલાલ સાથે લાગીરે લગનીયા મારી મહારાજ.)

પ્યારા પ્રભુ પાર્શ્વ સાથે લાગીરે, લગનીયા મારી મહારાજ,
સુંન્દર છબી શામળાની, સ્થાપી ઘટ ઘરમાં મેં તો;
એને હાથે છે મારી લાજ, ધુલેવનગરમાં હરતા ફરતા વરતા આ વ્હાલા,
હેડે નીત્ય હેત ધારી વંદુ કરજોડી હું તો, સેવું છોડીને બીજા કાજ;
ધુલેવનગરમાં.
મુખપર જાઉં વારી ચરણ સેવીને હું તો, પુજુ પ્રભુના નીત્ય પાય.
ધુલેવનગરમાં.
નીરખીને નાથ તારો, સુરજનો ભવ સુધારો;
ભાગ્યે મળીયા છો મુને આપ. ધુલેવનગરમાં.

## સ્તવન ૧૦ મું ગરબો.

(રાગ–માલદે મેવેરો રાજા હો ઇડરરો ઓળખાંણો મોરારાજ.)
ઘનઘેરી ઘટા છાઈ સખી ગરજે ગગન ઘોર હું થી ના સેવાવરે. (૨)
જરમર જરમર મેહુલો વરસે, વીજ કરે ચમકાર.
નેમ નાથ મારા પ્રાણના આધાર, મુને મુકી નહિ જાઓ ગીરનાર.
ઘનઘેરી.

સાખી

તોરણ આવ્યા મુજ કારણે, કેમ ઉભા છો બહાર;
ધીક્કારી પાછા ફર્યા, આવો નેમ કુમાર.

ચાલ.

તલપે મારૂં મન મોહન મળવાને, ન જવાય પડું હું પાય વદન કરવાને;
આ આંસુડાં આખે વહે મન મુઝાવે, પસુડા કરે રે પોકાર, જીવન ચમકાવે.

સાખી

નેમજી આવ્યા મુજ બારણે, સજી સોળ સણગાર;
તોરણથી પાછા ફર્યા, જઇને વસ્યા ગીરનાર.

ચાલ

લેઇને ચાલો સંગાથે, નેમ મુજ ગીરનારે;
મુકી મને કોના આધાર, પ્રભુ લ્યો ઉરધારી.
આ છોડયા માત ને તાત, નાથપર જાઉવારી;
કરજોડી સુરજ ગુણ ગાય, લેજો ઉરધારી. ઘનઘેરી

## સ્તવન ૧૧ મું.

(રાગ–જીન હેતે વધાવોરી)

તમને રાજુલ બોલાવેરી હેરીહેરી, તમને રાજુલ બોલાવેરી.
માનો તમે ચાલો નેમજી. તમને.
તોરણ આવી આજ ઉભા છો, સખી મંગળ ગાવેરી, હેરીહેરી. માન.
પશુનો પોકાર આવ્યો શ્રવણે, રથ ફેરી ગીરપર જાવેજી. હેરીહેરી. માન.
શું રે કરૂં આ મહેલ જરૂખા, નેમ વીના રહેવું ન ફાવેરી હેરીહેરી. માન.
ગીરપર જઇ બૈહુ મોક્ષ પોત્યા, જ્યોતે જ્યોત મીલાવેરી .હેરીહેરી. માન.
જૈન પ્રકાશક મંડળી વીનવે, ગુણ સુરજ ગાવેરે. હેરીહેરી. માન.

## સ્તવન ૧૨ મું.

(રાગ–મારૂં જોબનીયું જલકાય, પીયુ બીના સુકાઇ જાય,)

પ્રભુ વાસ્યપુજ્ય મહારાજ, હું તો લળી લળી લાગુંછું પાય;
વ્હેલા દર્શન દયોને દયાળ, આવ્યો શરણે તુમારો આ બાળ.

સાખી.

ત્રીભુવન નાયક તું ધણી, મહા મોટા મહારાજ;
મોટે પુન્યે પામીયો, તુમ દર્શન હું આજ.

ચાલ.

તમે છો પ્રભુ તારણહાર, મારી વીનતી અવધાર.

સાખી.

કંચન કાયા કામની, કંઇ નહિ આવે કાંમ;
મુકી મનડા ચાલવું, ઠરી ન રહેવું ઠામ.

ચાલ.

કરજોડી બાળક ગુણ ગાય, આશા પુરો સુરજની સદાય. પ્રભુ.

## સ્તવન ૧૩ મું.

(રાગ-શામળીયાજી કરજ્યો મારી સ્હાયરે, વ્હાલા ગરૂડે ચડી-
વ્હેલા આવજોજી.)

શ્રી જીનચંદ મહેર કરો મહાવીરરે
વ્હાલા ભરૂસે રહેશો દાસ, ઉગારજોરે.
સંસાર સમુદ્ર ભવજલ ભારી નીરરે, માંહી ડુબતો તારો દાસ દેખી
પ્રભુ તારજોરે.
મુરતી શી મોહનવેલી, ચચળ ચીત્તમાં વસેલી;
ભવી ભવ તારણુ ચેલી, મનોહર મન વસેલી,
પ્રેમે પ્રભુ પ્યારા કીરતાર, નાથ નીહાળજોરે. વ્હાલા.

સાખી.

ભવ દુઃખ તારણુહાર, અષ્ટ કર્મ દુરે હર્યા;
જોતાં તુમ દેદાર, જ્યોતી જ્યોત મીલાવતા.
વ્હારે આવોરે, દયા દીલ લાવોરે.

ચાલ.

ચીંતા મુજ ચીતની ચુરો, મોહન ધરી મન રંગ પુરો,
સુરજમલ મન અકુરો, વ્હાલા આવી વેગથી પુરો;
સગીત મંડળ શ્રી જીનરાજ, દુઃખ નીવારજોરે. વ્હાલા.

## સ્તવન ૧૪ મું.

(સરગમ બોલ સાથે તથા નાચ.)

થોમ થોમ દીગ દીગ દીગ દીગ તથૈ દીગ દીગ થોમ;
તથૈ દીગ દીગ થોમ, તથૈ દીગ દીગ થોમ;
પધની સારે ગરેસા, મંગરેસા રેસા ધનીસા (૨)
નીધપ મગરેસા, ધપમ ગરેસા. (૨) પધની. ૧

ધની ધની સાગરે સા, સાગ સાગમ પમગરેસા. (૨)
સાસાસા નીનીની ધધધપ મમમ ગગગ રેરેરેસા. (૨)
પધપ નીધની સાનીરે સાગરે, મગરે સાધનીસા સાસા;
મગ સારે સાની ધની સાસાસા. (૨) પધની. ૨

બોલ.

થુન થુન કીટતક નકતર કીટતક;
તકથુંગા તકથુગાધા ત્રકધા ત્રકધા ત્રકધા. પધની. ૩
રેમ રેમ રેમમપપ, રેગરેગ સારેગરેસા. (૨)
ધનીસાસા ધનીસાસા, ધનીધની પધનીધપ. (૨)
મપપમ ગમમગ રેગગરે સારેરેસા નીસાસા. (૨)
પધની સારેગ મગરેસા નીધની ધપધ પમપ મગમ;
ગરેસા રેસારે સાનીસા. પધની. ૪

બોલ.

તીરકીટધા તીરકીટ ગંદીગનધા. (૨)
ત્રકધીંન ત્રકધીન નાધીધીના નાધીનધીના નાધીધીના;
પધની સારેગરેસા, પધની સારેગરેસા.

## સ્તવન ૧૫ સું.

### (રાગ-હીંડોલ તાલ ત્રીતાલો.)

ઉદે તનાનીદે તનાદીમ તનનનન. (૨)
દીમ તનનનન દીમ તનનનન.
દેરેના દીમ તનન, દેરેના દીમ તનન.
ઉદેતના નીદેતના, નીત્રોમ તનનનન (૩) ઉદેતના.

સાનીધ્રધ સાનીધધ, મમગગ મમગગ (૨)
સાની નીધ ધમ મગ ગસાસા.
સા ગ મ ગ સા. (૨) ઉદ્દેતના નીદેતનાદીમ.

## સ્તવન ૧૬ મું.

કત્તા કેત્રાકધા કેત્રક ધીન્તા. (૨)
કત્તા કે ત્રકધા કે ત્રકધા, ત્રકધા ત્રકધા ત્રક ધીન્તા.
ધીટ તાગેન ધીટ તાગેન ધીટતાકે તીટ.
ધીટ ક્ધાન ધીટ ક્ધાન ધીટ ક્ધાન ધીના કત્તાકેત્રક.
વીર પ્રભુપર જાઉ હું વારી. (૨)
જૈન પ્રકાશક ગુન ગાએ, મ ધ મ ગ. વીર.
ધીટ ક્ડધાન ધીટ ક્ડધાન ધીત્તા (૨)
ઘેટત ઘેટત ઘેટત, ઘેટ ક્ડધાંન ધીત્તા.
ધીટ ધીટ ધીટ ક્ડધાંન, ધીટ ધીટ ધીટ કડધાન.
ધીટ ધીટ ધીટ ક્ડધાન, ધીત્તા ધા કત્તાકેત્રક.

## સ્તવન ૧૭ મું.

[રાગ—રામબાણ વાગ્યા હોય તે જાણે.]

કે વેચશું ભક્તિના ભાઇ નાણા;
અમે સાચી કમાણી કમાણા [૨], કે વેચશુ ભક્તિના ભાઇ નાણા.
રીખવદેવજી માતા મરૂ દેવી, પીતાજી નાભીરાજા; (૨)
અજીતનાથ પ્રભુ વીજયાના જાયા, જીત શત્રુ વખણાણારે. વેચશું.
સંભવનાથજી માતા સેનાપતી, પીતાજી જીતારી રાજા;
અભીનંદનજીના સીધારથ માતા, સવર રાજા વખણાણારે. વેચશું.

સુમતીનાથજીના મંગલા માતા, પીતાજી છે મેઘરાજા;
પદ્મપ્રભુજી શુસીલાના જાયા, શ્રીધર રાજા વખાણુણારે. વેચશું.
સુપાર્શ્વનાથજીના પૃથ્વી માતા, પીતાજી પ્રતીસ્ટરાજા;
ચંદ્રપ્રભુજીના લક્ષ્મણા માતા, મહાસેનરાજા વખણુણારે. વેચશું.
સુવીધીનાથજીના રામાજી માતા, પીતાજી સુગ્રીવ રાજા;
શીતળપ્રભુજી નંદાના જાયા, દૃઢરથ રાજા વખણુણારે. વેચશુ.
શ્રેયાંસનાથજીના વીશ્નુ માતા, પીતાજી વીશ્નુ રાજા,
વાસુપુજ્યજી જયા માતાના, વસ્યુપુજ્ય રાજા વખણુણારે વેચશું.
વીમળનાથજી સ્યામા માતાના, પીતાજી સુતવર્મ રાજા,
અનંતનાથ પ્રભુ સુયશાના જાયા, સીહાસન રાજા વખણુણારે. વેચશું.
ધર્મનાથજીના સુવ્રત માતા, પીતાજી ભાનુ રાજા,
શાંન્તીનાથપ્રભુ અચીરાના જાયા, વીશ્વસેન રાજા વખણુણારે. વેચશુ.
કુંથુનાથજી બાળશ્રી માતાના, પીતાજી છે સુર રાજા;
અંરનાથ પ્રભુ દેવી માતાના, સુદર્શન રાજા વખણુણારે. વેચશું.
મલ્લીનાથજીના પ્રભાવતી માતા, પીતાજી કુંભરાજા;
મુનીસુવ્રતસ્વામી પદ્માના જાયા, સુમીત્રરાજા વખણુણારે. વેચશું.
નમીનાથજી વીપ્ર માતાના, પીતાજી વીજયરાજા;
નેમીનાથ પ્રભુ શીવાદેવીના સમુદ્રવીજય વખણુણારે. વેચશું.
પાર્શ્વનાથજીના વામા માતાજી, પીતાજી અશ્વસેન રાજા;
મહાવીરસ્વામીજી ત્રીશલાના જાયા, સીદ્ધાર્થ રાજા વખણુણારે. વેચશું.
જૈન પ્રકાશક સંગીન મંડળી, ભાવથી કરીયે સેવા;
બાળ તુમારા સુરજને તારા, મળશે નહિ ફરી ટાણુારે. વેચશું.

## સ્તવન ૧૮ મું.

(રાગ–તુમારે આશરે હું આવી, મને નાથ છોડી દેશો.)

તું માયા માંહી શું લપટાયો, કોઇ અમર નથી રહેવાનું.
તું મોહની જાળમાંહી ફસાયો, કોઇ અમર નથી રહેવાનું;
કુમતા નારી કરી તેં પ્યારી, હો ઓ ઓ ઓ ઓ અજ્ઞાની;
સુમતા સાચી કે મન રાચી. સર્વ અહીંને અહીં રહેવાનું;
છે જવાનું, કોઇ અમર નથી રહેવાનું. તું માયા.
રાવણ રામા બાણાસુર જેવા, ચાલી ગયા છે;
કોઇ નહિ સંગાથે આવે, અન્તે કોઇ નથી રહેવાનું. છે જવાનુ. કોઇ.
મલ્લીનાથજી દયાળુ દેવા, પ્રભાવતીના જાયા;
કરજોડીને સુરજ નમે છે, શીવપુરની સીડીએ ચડવાનું. રે જવાનું. કોઇ.

## સ્તવન ૧૯ મું.

( રાગ–સખી સ્વપ્ન માંહી મનમોહન મેં નીરખ્યા એકાંત વિષે નયને.)

શ્રી ધર્મજીનેશ્વર મહેર કરી, ભવજળથી મુક્ત કરો જલદી,
વીનવું પ્રભુ તુજને પાય પડી, નીશદીન તુમારે શરણ ગૃહી.
નહિ નામ જપ્યું તુજ એકઘડી, સંસારીક સુખમાં લીન થઇ;
કુકર્મથી અતી જો રાજી થઇ, પણ પાછળથી પસ્તાઇ મરે;
શરણાગતની પ્રભુ વ્હારે ચડી, અરપો શીવસુખ અખંડ વળી. વીનવું.
અરજી ઉચરું હું કેમ કરી, કુટીલ કામ મેં કર્યાં ફરી;
તરણ તારણ જગનાથ અરે, શરણે આવ્યો ઝાલો હાથ અરે;
જનમ મરણ કેરું દુઃખ કાપો, અવીચળ પદની મુજને આપો. વીનવું.

નીજ શત્રુ તે મેં રે મીત્રો કર્યા, વળી ચોરને ચીત માંહીરે ધર્યા;
અજ્ઞાની છું પ્રભુ હું રે જરી, નીજ સ્વાર્થમાં રહ્યો હું ભટકી;
નીરખી મુરતી મોહનગારી; સુરજ ગુણ ગાએ લ્યો તારી, વીનવું.

## સ્તવન ૨૦ મું.

(રાગ–કાહુકાસે સરમકી યે બાત.)

જીનેંદ્ર પ્રભુ આ ભવમાંથી તું તાર;
હે મુક્તિકા ફુલ દેનાર. જીનેંદ્ર.
આજ તોરે ચરને હું આયો, ભવપાર ઉતારો,
અરજ સ્વીકારો આ વાર, પ્રભુજી મોરા;
મંડળી તોરા ગુન ગાવે, ઉમંગથી ધ્યાવે;
તું હય જગ કીરતાર. હે મુક્તિકા ફુલ દેનાર. જીનેંદ્ર.

## સ્તવન ૨૧ મું.

(રાગ–ઓધા મંદીરીયે પધારો, વાલમ વાટ જોઇ તો રહી.)

રીખવદેવ પ્રભુજી મંદીરીયે પધારો, મારૂદેવી માતા વીનવીતો રહી,
હું લટકે મોહી તો રહી, હું ચટકે મોહી તો રહી. રીખવદેવ. ૧
કનક કળશ માંહીજી, પંચામૃતથી નીર ભરીયા;
ચરણ પખાળુ વેલા આવો. મારૂદેવી–રીખવદેવ.
કનક કચોળી માંહીજી, ચુવાચંદન કુમકુમ કેસર;
સેવું પ્રભુના નમી પાય મારૂદેવી.
પંચ વરણના પુષ્પજી, જાઇ જુઇ ચંપા ચંબેલી;
કાશીથી કેવડો મંગાવું. મારૂદેવી.

કૃષ્ન અગર તણોજી, ધુપ ઉખેવી વીનતી કરૂં;
પરીમલ મહેકે છે અપાર. મારૂદેવી.
કેવળ દીપક પ્રગટયાજી, હીરે રત્નેથી ફનીસ જડીયા,
જગમગ ઝળકી રહી જ્યોત. મારૂદેવી.
શુદ્ધ અખંડ અક્ષતજી, નંદાવૃત વીશાળ ભરીયાં;
ટાળીને સકળ જંજાળ. મારૂદેવી.
ઘેબર ગારી ફેણીજી, લાખણસાઇ મગદળ સાટા,
ધરીયા છે ભાવના નીવેદ. મા. દેવી.
દ્રાખ દાડમ આંબાજી, ખરબુચ ફનસ ખારેક લીધું;
શેરડી સીતાફળ શ્રીફળ લાવુ. મારૂદેવી.
રત્ન જડીત સીહાસનજી, ભાવધરી પ્રભુજી પધરાવુ;
ચમર ઢળાવું છત્ર છાય. મારૂદેવી.
જૈન સંગીત પ્રકાશકજી, મંડળી ગાવે પુરણ ભાવે,
સુરજ મોતીડે વધાવે. મારૂદેવી.

## સ્તવન ૨૨ મું.

( રાગ—સાહેબા સલુણા નાની નણદલના વીર. )

નેમજી નગીના, રંગભીના શુ રીસાયા;
મોહન વીસારી માયા (૨) ધાયા ધાયા કયાં નાથ જાવો,
મોરા નેમજી—ધાયા.
દુર્જન મળી મારી હાંસી કરે છે, શરમાઇ મરૂંછુ હું તો; (૨)
વેલા વેલા હાથીયા વળાવો મારા નેમજી. વેલા વેલા.

નવ ભવના પ્યારને વીસારી મારા વાલમાં;
વળો વળો સાહેબા મનાવો.
નમેરા ન થાવો આવા છેક નેમજી, દયા કાંઇ દીલડામાં લાવો;
ચતુરમતીને વળી ઝાઝું તે શું કહીયે,
અબળાના અંતરને વીચારી લઇયે;
જયાં તમો વસો ત્યાં નાથ સાથે અમે સોહીયે. નેમજી.

## સ્તવન ૨૩ મું.

(રાગ–શું નટવર વસંત થૈઇ થૈઇ નાચી રહયો.)

શ્રી જીનરાજ, આ સમાજ આજ નાચી રહ્યો;
નાચી રહ્યો, જગ નચાવી રહ્યો (શ્રી જીન.)

સાખી.

તતા થેઇ થેઇ થનગન કરી, ઠમક ઠમક ધરી પાય;
ફરતાં ફરરર ફુદડી, ભવમાં ભમવું જાય.

ચાલ.

ધી ધી કીટ ધી ધી કીટ, થાંગ થાગ ધા ધી લાંગ,
વાગે છે મૃદંગ અંગ હર્ષ થયો. નાચી રહ્યો.

સાખી.

શ્રી અષ્ટાપદ ગીરીવરે, રાવણ નાચ્યો જેમ;
તાન માંન ને તાલમાં, અહીં પણ નાચો એમ.

ચાલ.

ભવીજન ધરી ભક્તિ ભાવ, લાવો લહીયેરે;
નમવા-વીણુ ભવજળ નાવ, જુગતે જઇયેરે.

સાખી.

ચંદ્ર ઇંદ્ર નાગેદ્રને, કરે અપ્સરા નાચ,
સુરજ સંગીત મંડળી, નાચે શીવ ફુળ સાથ.

ચાલ.

શ્રી જીણુંદ ગુણ ગણુ ગાઓ રાગ રંગમાં,
જય જય જય જીનરાજ જપો નાચી રહ્યો. શ્રી જીન.

## સ્તવન ૨૪ મું.

(રાગ—હોરીનો કલીંગડામાં.)

નર ભવ લાવો લીજેરે, અયસો ફાગ રમીજે. નર ભવ.
જ્ઞાન ગુલાલ સતોષ અગરજા, સયમ કેસર કીજેરે. અયસો.
પુન્ય નીર દયા મલી ચદન, ધ્યાન અમૃત રસ પીજેરે. અયસો.
જપતપ સંયમ કુમકુમ ગોળી, ક્રોધાદી વશ કીજેરે. અયસો.
સમતા રસસે ભરી પીચકારી, પાર્શ્વ પ્રભુ શું રમીજેરે. અયસો.
ચતુર કુશળ કહે યેવીધ ખેલો, અરીહંત ધ્યાન ધરીજે. અયસો.

## સ્તવન ૨૫ મું.

(રાગ—હોરીનો.)

ખેલીયે હોરીરે ખેલીયે હોરી, ચાલો ખેલીયે હોરી,
રંગ મચ્યો જીન દ્વારરે, ચાલો—પાસજી કે દરબારરે. ચાલો.
ફાગન કે દીન ચારરે. ચાલો.
કનક કચોળીમાં કેસર ગોળી, પુજો વીવીધ પ્રકારરે. ચાલો.
કૃસ્નાગરકો ધુપ પ્રગટતહય, પરીમલ બહેકે અપારરે, ચાલો

લાલ ગુલાલ અબીલ ઉડાવત, પાસજી કે દરબારરે. ચાલો.
ભરી પીચકારી ગુલાલકી છીડકો, વામાદેવી કુમારરે. ચાલો.
તાલ મૃદંગ વીણાડફ વાજે, ભેરી ભુંગળ રણુકારરે. ચાલો.
સબ સખીયન મીલ ગુંવર મુનાવત, ગાવત મંગલ ચારરે. ચાલો.
રત્નસાગર પ્રભુ ભાવના ભાવે, મુખે બોલે જયકારરે. ચાલો.

## સ્તવન ૨૬ મું.

(રાગ-મીરાંબાઇ પુરવ જનમનીરે પ્રીતડીરે.)

શિતળજીન અરજી સુણો પ્રભુ મારીરે, નામ નહિરે ભુલું.
પુરવની કરણી માનવ જીવ પામે છે, નામ નહિરે ભુલુ.

### સાખીયો

મન હરી લીધુ માહરૂં, નીરખી પ્રભુ દરબાર,
જીન મુદ્રા ઝળકી રહી, હુ તો જાઉ બલીહારી, પ્રભુ વારીરે. નામ.
ચાર ગતી દુરે કરો, ઉપગારી અરીહંત;
નોધારાના આધાર છો, જય બોલે છે સહુ નરનારરે. નામ.
અંત્તર નીરંતર સદા, જાપ જપું જીનરાજ;
ચરણ કમળની ચાકરી દયાળુ ભગવત ભગવંત જીવ ગાય છેરે. નામ.
લખ ચોરાશી ફેરા ફર્યો, પણ ભુલ્યો પ્રભુ ભજન;
સીદને ગુમાવું સામટું, મુજને મળીયુ છે અમુલ્ય રતનરે. નામ.
ગાન તાનને મગ્નમા, ગાવે સુરજ આજ,
નાચી પાતીક દુર કરો, તો તારશે જીનેશ્વર પ્રભુ ઝાજરે. નામ.

## સ્તવન ૨૭ મું.

(રાગ ચંદા પ્રભુજીસે ધ્યાનરે.)

મન હજુ મળવાની આશ છે, જીવ ચાલ ઝડપ કર,
શેત્રુંજાપર રીખવ બીરાજે, સઉ જન તેના દાસ છે. જીવ.
જાત્રા નવાણુ કરીશુ પ્યારા, તેવી મનમા આશ છે. જીવ.
દુર રહ્યો છું તો પણ સ્વામી, મન મારૂ તમ પાસ છે. જીવ.
જૈન પ્રકાશક મડળી ગાવે, સુરજમલ તમ દાસ છે. જીવ.

## સ્તવન ૨૮ મું.

(રાગ–માન માયાના કરનારારે.)

સુણો ચેતન આતમરાયારે, જુઠી કુમતીથી શીદ ભરમાયા;
જરા જોને તુ અંતર વીચારીરે, રાગ દવેશ ચોરો છે લુટારા,
લોભે ઠગાયો, મોહે ફસાયો, નારીસું નીચ લલચાયો,
નરકની ગોદમા, પાતીક પાલ્યકમા;
કુમતીથી બહુ દુઃખ પાયોરે. જુઠી કુમતી.
હવે સમજ તું માનવ ભવમા, પુન્ય ઉદયથી આયો,
પુજી લેને જીનરાજ ભાવે તો, જસ બહુ જગમાં ગવાયોરે. જુઠી.
સિધ્ધ સ્વરૂપી સાહીબ સાચો. શાંન્તીજીણુંદ સોહાયો.
ચેતન ચેતી પુજન પ્યારા, સુરજે તુમ ગુણ ગાયોરે. જુઠી.

## સ્તવન ૨૯ મું.

(રાગ—મહેતાજીરે શું મહી મુલ બતાવું.)

સુમતીજીનરે અરજ કરૂં તે સ્વીકારો, મુને આશરો છે પ્રભુ તારો;
હારે પ્રભુ તુ છે મુજ મન વાલોરે, મારી વીનતડી અવધારોરે;
સુખદાતારે, પુન્યના કમાડ ઉઘાડો. મુને.
મારા કષ્ટ તુમે નીવારોરે, જૈન સંગીત મંડળી તારોરે;
જગ દાતારે, સુરજને મોક્ષ દેખાડો. મુને.

## સ્તવન ૩૦ મું.

(રાગ—કેશરીયા થાંસુ, પ્રીત કરીરે સાચા ભાવશું.)

જગપતી જીન મારા, શરણે આવ્યો છે બાળક તાહરા,
દુર દેશથી ફરતો આવ્યો, હવે મળીયા છો નાથ;
પાપ પડળ દુરે કરોરે, ઝાલી સેવક હાથરે. જગપતી.
મનહર મુદ્રા દેખી તાહરી, તન મન થયું આધીન;
અમુલ્ય આંગી હીરા ઝળકે, નૃત્ય કરૂં નીશ દીનરે. જગપતી.
પંચ વરણના પુષ્પે વધાવુ, ગાવું હરદમ ગીત;
ધી ધી કીટ ધી ધી કીટ મૃદગ બજાવું, પુરણ બાંધુ પ્રીતરે. જગપતી.
ચાર ગતીના ટાલણ દેવા, સેવકને પ્રભુ તારો;
સંગીત પ્રકાશક મંડળી વંદે; સુરજ તણા સરદારરે જગપતી

---

## સ્તવન ૩૧ મું.

(રાગ-કામણગારી નારી, કહેને મને વાત તારીરે)

રંગે રાજુલ સગે આવે જાદવનાથ ભારીરે. (૨)
નેમ પ્રભુ નીરમળ મન રાખી, તારો નીજ જન આજ,
પોપટપર કરૂણા કંઇ કરજ્યો, રાખો મારી લાજરે, રંગે.
તન મન ધન અરપુ તમ પદમાં, સેવું દીનદયાળ,
હરપળ નીશદીન જીન મદીરમા, ગાઉ ગુણ રસાળ. રંગે.
તુચ્છ માત્ર પણ હું નથી પ્રભુજી, ટાળો ભવની ફાસ;
દીન ગણી દેવા દુ ખ હરજ્યો, તાહરો સુરજ પ્રભુ ખાસ રંગે.

## સ્તવન ૩૨ મું.

સમોવસરણ મહાવીર બીરાજે, ચોતીશ આતીશય ઉનકુ છાજે,
બડે આપ ધન કીરતારેજી જીઓ પ્રભુજી બડે.
સમોવસરણ જોજનકું કહેતે, ચોસઠ ઇંદ્ર મીલકર આતે,
ઉપર ઉડાતે ચમરાજી જીઓ પ્રભુજી. ઉપર.
દેવ દુદભીકા નાદ આને, સભી દેવ દરીશનકું આતે,
હો રહે થૈ થૈ કારજી. જીઓ પ્રભુજી.
અયસી દેશના આપ દેને, સબકી બોલીમેં સભી સમજતે,
એસી બાની નીરમળેજી. જીઓ પ્રભુજી.
ગુરૂ પસાયે સખી બનાઇ, ગ્યાન ધ્યાનસેં લેહ લગાઇ,
જીનશાસન તુમ સીરદારેજી. જીઓ પ્રભુજી

જીનોકી બાતા કિન કેવે, જીનકા પાર નહિ પાવે,
કોઇક નર ભુલા પડ જાવે, ભટક ભટક રહી પસ્તાવે.
જીનારા કછુ નહિ પાવે, કર્મ ખોલે તો નજીક આવે.
મેરે હરી સજ્જન હે સચ્ચા, તેરે બીન સબી કામ કચ્ચા,
પ્રભુજી તુહી તુહી.

## સ્તવન ૩૩ મું.

( રાગ–ભેરવીમાં સનનન સાહે સાવરીયા સ્યામ. )

તનનન ગાવે અધીક આ બાળ, (૨)
જીનજીકી મુદ્રાપે, વારી વારી જાઉં. તનનન.
પાર ઉતારો પ્રભુ દુખડા નીવારો, ગરીબના બેલી છો આપ સરદાર,
ઘડી ઘડી પળ પળ રટન કરૂ છુ, જગપતી સાચો તમારો આધાર.
જીન.
નાથ નજર કરો ચાર ગતી દુર કરો, એવી એવી અરજ કરે નરનાર,
જીન પદ સેવા કરૂં નવપદ ધ્યાન ધરૂ, રસીલા છબીલા એ સ્હાયકરનાર.
સુરજ તણા છો દેવા, જળહળ જયોત જેવા,
રખડતો આવ્યો છું તુમ દરબાર,
જૈન સંગીત પુજા કરે, વીઘ્નને દુર હરે;
જનમ મરણના દુ.ખ હરનાર. જીન.

## સ્તવન ૩૪ મું.

(રાગ-લેરખડી લેરનીરે, આજે લાણું લીયોને.)

જીનજીની વાણીરે, સાંભળી લાવો લીયોને;
પહેલે પદે અરીહંત, નીરખી લાવો લીયોને.
બીજે પદેરે, કે સિદ્ધ ભગવાન બીરાજે;
ત્રીજે પદે આચાર્ય, પુજી લાવો લીયોને.
ચોથે પદેરે કે ઉપાધ્યાય બીરાજે, પાંચમે મુનીવરજી. વંદી લાવો લીયોને.
છઠે પદેરે કે દર્શનપ્રભુ બીરાજે, સાતમે જ્ઞાન ભંડાર. ભેટી લાવો લીયોને.
આઠમે પદેરે, કે ચારીત્રજી બીરાજે,
નવમે આદરો તપ, સુરજ લાવો લીયેરે. જીનજીની.

## સ્તવન ૩૫ મું.

(રાગ-થારે નેણુારી ચોટ લાગી, મનસાવરા થારા)

કયા સોયા ઇસ મઠમે, અબધું કયા સોયા ઇસ મઠમે,
ઇસ મઠકા કવન ભરોસા, પડ જાવે ચટપટમે. અબધું.
છીનમે તાતા છીનમે શીતળ, રોગ શોક બહુ મઠમે. અબધું.
પાની કીનારે મઠકા વાસા, કવન વીશ્વાસ એ તટમે અબધું.
સુતા સુતા કાળ ગમાયો, અજહુ ન જાગ્યો તુ ઘટમે અબધું.
ઘટકી ફેરી આટો ખાયો, ખરચી ન બાંધી વટમેં. અબધું.
ઇતની સુની નીધી ચારીત્ર મીલકર;
જ્ઞાનાનંદ આયે ઘટમેં. અબધું.

## સ્તવન ૩૬ સું.

(રાગ—બાળકને હાલરીયું વહાલુ.)

છાનો મોરા છઅ છાનો મોરાવીર, પછે તમારી દોરી તાણુ,
મહાવીર કુંવર ઝુલે પાલણીયે;
હીરના છે દોર, ધુમેછે મોર, કોયલડી સુરનારી. મહાવીર.
ઇંદ્રાણી આવે, હાલણુ હુલણુ લાવે;
વીરને હેતે કરી હુલરાવે. મહાવીર.
સુંન્દર બેની આવે, આભુષણ લાવે;
ખાજાં રૂડાં લાવે, મોતીચુર ભાવે, વીરને હેતે કરી જમાડે. મહાવીર.
વીર મોટો થાશે, નીશાળે ભણવા જાશે;
એમ ત્રીશલા માતા હરખાશે. મહાવીર.
નંદીવર્ધન આવે, રાણી રૂડી લાવે, વીરને હેતે કરી પરણાવે. મહાવીર.
વીર મોટો થાશે, જગતમાં ગવાશે, એમ સુરજમલ ગુણ ગાશે. મહાવીર.

## સ્તવન ૩૭ સું.

રાગ—દેશી............)

અબ મોહે તાર તાર વીમળપ્રભુ, તુમ ચરણુ સેવીને વંદન કરૂં. અબ.
તારણ તરણ સુમતીનાથ જોડું હાથ, આવ્યો દ્વાર આજ;
દીન દીન દુઃખ હરો, સુખ કરો, સ્હાય કરો પ્રભુ દેવા. અબ.
મંડપ પુષ્પોથી છાઇ, જગમગ ઝળકે, જળકી રહી જ્યોતી;
મોતીમાળા. (૨) કંદોરા કડાંને કંઠી;
વાગી રહી છે વધાઇ, ખનનન બોલે, ધનનન ગાજે નગારોના ડંકા;
આ સુરજની આશા મનની, પુરોને પ્રભુ જય પ્રભુ અબ

## સ્તવન ૩૮ મું.

(રાગ-દેશ સરગમ)

રે રે મપમા નીસા, ધની ની ધમપ પપ.
ધધ નીધપ ધપમ ગરેગસા રે રે મપસા.
મમમ પપપ નીનીનીસા સાનીનીસા;
રેગરે સારેસા, નીધપ ધમમ પપ ધધ નીધપ.
પધપ મગરેગસા, રે રે મપસા;
માસા નીરેસા નીરેસા, સાની પધની સા સાની પધની સા.
ધનીસા ધનીમ મગરે ગમધ મગરે ગમધ;
નીસાગરે સાસા નીસા, સાનીસાધ નીનીધપ.

## સ્તવન ૩૯ મું.

(રાગ-બલીહારી બલીહારી બલીહારી જગનાથરે.)

વાલમજી રસીયાજી કા વીસારી, નેમ પ્રાણરે તજી અમને;
સહેસાવન વાસી, આવા ન બનીયેજી;
ફુલડે વધાવુ પ્યારા, નેમજી નગીના માહરા;
વ્યાપી છે જગમા કીરતી તમારી. નેમ પ્રાણરે.
તોરણથી વળીયા પાછા, મુકાવી સર્વ આશા,
જાઓછો મુકી, મુને નીરધારી. નેમ પ્રાણરે.
પશુને અભયદાન દીધું, પણ અમારૂ કામ નવ કીધુ;
અરજ સુનોને પ્રભુજી માહરી. નેમ પ્રાણરે.

જાદવ થયા ઉદાસી, પ્રીત કરી કયાં ગયા નાસી,
તોરણે આવી, ઉભી આ દાસી. નેમ પ્રાણુરે.
દયા દીલમાં નવ આણી, મુકી ચાલ્યા ગીરનારી;
સાથે લેજો રાજુલા આ નારી નેમ પ્રાણુરે.
મુરતી શી મોહનગારી, લાગે સુરજને વ્હાલી;
નીશદીન રાખો લાજ અમારી. નેમ પ્રાણુરે.

## સ્તવન ૪૦ મું.

(રાગ—એ દીલ ઓજાર, હમપે પ્યાર બારબાર આજતક
ક્યુ ન હુવા.)

પ્રભુ પ્રાણુ આધાર, સુખદાતાર, દુઃખ નીવાર આ સંસારથી જરા;
મુક્તિ તે સુખ દુરથી, તે હરલીયા તે વરલીયા;
નજર મુજપર કરી, શીવ દાખો જરા. પ્રભુ.
આ ઘર ઘર તુમ ગુણુ સહુ મુખ વદતા, સુરનર મીલકર;
જય જય કરતા.
શીવઘર સુખકર, દુઃખ હરતા, કરતા ધરતા ભવપાર,
જીવનર દીલધર, સઉ મીલ ભજ કર ભવ તરતાં. પ્રભુ.

## સ્તવન ૪૧ મું.

(રાગ—કુબજાને કયા જાદુ ડારા)

બાજે બાજે બધાઇ બાજે, દીનાનાથની બધાઇ બાજે;
શરણાઇ શીર નોબત બાજે, ધનજયું ગાજે છે. દીના.

ઈંદ્રાણી મીલકર મંગળ ગાવે, મોતીયન ચોક પુરાવે છે. દીના.
સેવક પ્રભુજી શું અરજ કર છે, ચરણુની સેવા પ્યારી લાગે. દીના.

## સ્તવન ૪૨ સું. આરતી.

જે જે આરતી આદી જીણુંદા, નાભીરાયા મારૂદેવીકો નંદા;
પહેલી આરતી પુજા કીજે, નરભવ પામી લ્હાવો લીજે.
દુસરી આરતી દીનદયાળા, ધુળેવનગરમાં જગ અજુઆલા;
તીસરી આરતી ત્રીભોવન દેવા, સુરીનર ઈંદ્ર કરે તોરી સેવા.
ચોથી આરતી ચઉગતી ચુરે, મનવછીત ફળ શીવ સુખ પુરે;
પંચમી આરતી પુન્ય ઉપાયા, મુલચંદ રીખવ ગુણ ગાયા. જે જે.

## સ્તવન ૪૩ સું. મંગળ દીવો.

દીવોરે દીવો મંગલીક દીવો, આરતી ઉતારણ બહુ ચીરંજીવો;
સોહામણો ગેર પર્વ દીવાળી, અમર ખેલે અબલા નારી,
દેપાળ ભણે એણે સદા અજુવાળી, ભાવે ભકતે વીગન નીવારી,
દેપાળ ભણે એણે કળી કારી, આરતી ઉતારી રાજા કુંવરપાલે;
તમગર મગલીક અમગેર મંગળીક, મંગળીકચતુર્વીધસંઘ ગેરહોજો
દીવોરે.

## આનંદ.* સમાપ્ત. આનંદ.

પપ સાસા પપ ધધધ, ગમપ મગમ પપપ. (૨)
સારેગ રેગમ ગમપ, મપધ પધપ મગમ રે ગરેસા પપ,
સારીગ ધમ ગરેનીસા, સારીગરી ધ્રસા. (૨)
ગગગ ગગગ પપપ, પપપ મમમ મમમ;
ધધધ ધધધ પધપ, સાંનીસા ધનીધપ;
સાનીધ નીધપ ધપમ પમગ, મગરી ગ સારીગગરીસા પપ.

( વસંત પ્રભાતું નાચ. )

